# સંપીલું સુખી કુટુંબ.

હાલના જમાનાને અનુસરતી

સંસારી વારતા



બનાવનાર

મેહેરબાનુ ધનજીશાહ ખરાસ

કોપી ૨,૦૦૦

ધી "ગોવર્ધન મુદ્રાલય" માં છાપયું છે.

મુંબઈ

૧૮૯૧.

કીમત છ આના

પોસ્ટેજ અરધો આનો.

## આ ચોપડી નિચલે ઠેકાણેથી વેચાતી મળશે.



મનચેરજી જમસેદજી માદન—વાણીયાવાડી ધોબીતલાવ મુંબઇ

શેહેરીઆરજી હોરમસજી બુકસેલર, કાળબાદેવી રોડ મુંબઇ

રૂશતમજી શોરાબજી શુખડવાલા, કરેલવાડી, બનાજીના

અ.[illegible]હેરામની પાશે શુખડની દુકાનુમાં મુંબઇ.

તથા

કર્તાને ત્યાંથી મળશે.

# દીબાચો.

"**સંપીલું સુખી કુટુંબ**" એનો આખો વિશય વારતારૂપે સ્ત્રી મિત્રમાં કટકે કટકે છપાઈ બહાર પડયો હતો. મારા પેહેલાજ વિશયને સ્ત્રીમિત્રના માલેક અને અધિપતીના ઉત્તેજન આપવાથીજ હું આ જગતમાં ખુલ્લી રીતે બહાર પડી છું ; અને તેથી તેમનો આ ઠેકાણે આભાર માનવાને હું ભૂલતી નથી.

હું કાંઈ ચોપડીઓ બનાવનારમાં ખપવા માંગતી નથી પણ ફકત મારા જેવી કેટલીક બેનો જે શરમની મારે ભરાતી ફરતી હશે તેઓમાં દાખલો બેસાડવા માટેજ મેં એ કામ હાથ લીધું છે. પારસી બાનુંઓમાં પુસ્તક કરતાં હું કાંઈ પેહેલીજ નથી. મારી પહેલાં ઘણીક વિદવાનોના હાથે ઘણાંક ઉપયોગી પુસ્તકો છપાઈ બહાર પડયાં છે અને મારાથી તેમની બરાબરીમાં પણ થઇ શકાશે નહી.

આજ કાલ વારતાની ચોપડી ચોપાનીયાં અને વરતમાન પત્રનો જથ્થો વિદ્યાના વધારાથી દરેક ઠેકાણે એક સરખી રીતે વંચાય છે. એવાં દરેક વાંચનો નવરાસની વેળાએ વાંચવાની હળટથી મને થોડું થોડું લખાણ લખવાની ઉમેદ થઈ ; તે વેળાએ સ્ત્રીમિત્ર ચોપાનીયાંએ જન્મ આપ્યો અને તે વળી સ્ત્રીઓના ફાયદા માટે.

પ્રથમ તો નાનાં નાનાં સુબોધપર લખાણો સ્ત્રીમિત્ર ચોપાનીયામાં મારે હાથથી લખાયલાં બહાર પડયાં, ત્યાર પછી મને એક મોટી સંસારી વારતા આજના ચાલુ જમાનાના રીવાજ પ્રમાંણે લખવાની હોંશથી "**સંપીલું સુખી કુટુંબ**" ની વારતા મેં લખી છે, એને માટે કંઇપણ

લખવા કરતાં મેં આ વારતા સદ્દગુણી સ્ત્રી પુરૂષો આગળ રજુ કરી છે તેથી આશા છે કે મારી નજરદોષથી કાંઈ ભૂલ થઈ હોય તો સમજુ વાંચકો દરગુજર કરશે.

મારા ધારેલાં કામને ઉત્તેજન આપનારાં જે સદ્દગુણી બાનુઓ અને ગ્રહસ્થોએ મને આ પુસ્તકનાં ગ્રહાક થઈ આશરો આપ્યો છે તેમનો આ ઠેકાણે ઉપકાર માનું છું, અને તેમનાં નામ આ પુસ્તકની સાથ અમર રહે એવા હેતુથી પુસ્તકનાં પાછળ તેમનાં મુબારક નામ નોંધ્યાં છે. વલી કેટલાંક બાનુંઓ અને ગ્રહસ્થોનાં નામો મોડે મલવાથી છાપી શકાયાં નથી તે માટે દરગુજર કરશે.

છાપાખાનાના કામ કાજ બદલ મને કંઈજ અનુભવ ન હોવાને લીધે સઘળું સુધારવા કરવાનું કામ કરવા માટે મારા મોટા ભાઈ દીનશાહજીએ જે મેહનત લીધી છે તે માટે હું તેમની ઘણી આભારી છું.

**મેહેરબાનુ ધનજીશાહ ખરાસ.**

૪૬, મીરઝાં સ્ટ્રીટ બહારકોટ,
મુંબઈ ૧-૩-૯૧.

૪૫૬૯



# મારી બેહેનપણીઓને શીખામણ.

## સંપીલું સુખી કુટુંબ.

### માતાનાં મરતી વખતનાં શુભ વચનો.

બેહેન—ઓ ભાઇ! તું તો હમેશ ક્રીકેટની અંદર ગાંડો થઇ ગયો છે! જે પ્રમાણે મધમાખો આખો દીવસ ફુલોની અંદર મધ માટે ભમતી ફરે છે, તે પ્રમાણે તારૂં મગજ ક્રીકેટની અંદરજ ગરક થઈ ગયું છે. નીશાળેથી છુટયો કે ક્રીકેટ. સનીવાર અને રવીવારે ક્રીકેટ, કોઈ દહાડો રજા હોય ત્યારેબી ક્રીકેટ; અને જ્યારે ભાઈને આવવાનો મોડું થયું અને પુછીએ તો કહે કે, આજે જીમખાનાની "મેચ" હતી અને કાલે ભીમખાનાની "મેચ" છે. એમ હમેશ મેચ વીશેની વાતો! જો કોઈ દહાડો મેચ છે એવું સાંભળ્યું હોય તો, ખાવા પીવાનું એક કોરે, પણ "મેચ" પેહેલાં! એ પ્રમાણે જો તું કરશે તો આપણું શું થશે? તને માલમ તો છેજકે, આપણાં માની તબીઅત દીનપર દીન ખરાબ થતી જાયછે, તેથી તારે તેમની સંભાળ લેવી જોઈયે, તેને બદલે મેચની સંભાળ લેવા મંડી ગયો છે, એ કાંઈ સારી વાત છે?

ભાઈ—અરે બેહેન! તને માલમજ ક્યાં છે કે, ક્રીકેટ રમવાથી માણસને શું ફાયદો થાય છે? જો, હું કહું છું, તે સાંભળ; ક્રીકેટ રમવાથી શરીર મજબુત થાય છે, તેમજ મગજ ખીલે છે; એ પ્રમાણે એના ઘણા સુખકારક દાખલાછે, તે તને ક્યાં માલમ છે? છોકરીઓએ માત્ર ભરવા ગુંથવાનું કામ કરી જાણવું, બીજું કાંઈ છે ?

બેહેન—ના રે! અમને કયાંથી માલમ હોય!! જાણે અક્કલનો ઓથમી પાડો તુંજ છે તો!!!

ભાઈ—બેહેન, હવે તું એ ભાંજગડ રહેવા દે. મને પેહેલાં આપણાં 'મા' ની તબીઅત કેવી છે તે કહે, જોઉં વારૂં? આજે કાંઈ એવણનાં શરીરને ઠીક છે કે નહી?

બેહેન—ઠીક તો કયાંથી હોય? પેટમાં કાંઈ અન્ન પાણી જાય તોજ સુખ થાય કેની? મુળમાં ઓસડજ પેટમાં પુરૂં પાધરૂં જતું નથી, ત્યારે એમને ઓસડનો ગુણ તે કયાંથી થાય વારૂં?

ભાઈ—બેહેન, જો તું ખરેખરૂં પુછે તો, મને નથી લાગતું કે એવણ કાંઈ ઝાઝા દહાડા કહાડે.

બેહેન—તારા મનમાં એમ છે શું, અથવા તું એમ ધારે છે? કે એવણ થોડા દહાડામાં મરી જશે?

ભાઇ—એમ તો મને લાગે છે, પછી તો ઇશ્વરના હાથમાં છે. તે કરશે તે થશે.

બેહેન—ઓ ભાઇ! આ તું શું બોલે છે? અરે જો એમ થાય તો આપણા બુરા હાલ થશે. અરે આપણું એની પાછળ કોણ છે? નથી કાકા, નથી મામા, નથી કોઇ સગું વાહાલું કે આપણને હેતથી બોલાવે. અરે રે! આપણું

શું થશે? અરે! એણે મહા કષ્ટ સહીને આપણને ઉછેર્યાં! ત્યારે આપણું સુખ જોવાને નહી રહેશે! તેના ઉપરનો બદલો લેવા તે નહી રહેશે? (નીશાસ નાખીને) અરે ઈશ્વર! હવે હમારા શા હાલ થશે? જો આપણા "પીતાજી" બીજી બાયડી કરે તો, ખરેખર તેને આપણાં વીષે એટલું લાગશે? જે "માતા" એ આપણને તેનાં પેટમાં પુરા નવ માસ રાખી મહા કષ્ટે જન્મ આપ્યો, તેને જેટલું આપણે વીષે લાગે તેટલું કાંઇ સાવકી માને લાગે બાગે નહી જો?

ભાઇ—બેહેન, તું તો ગાંડી થઈ છે! આપણાં "મા" હજી તો આજારી છે, એટલા વારમાં તું ભવીષ વીષે વીચાર કરે છે. તારા જેવી કોઈ ગાંડી તો આ દુન્યામાં હશેજ નહી. ચાલ, આપણે ઘર જઇ માની આસનાવાસના કરયે. (જાયછે.)

(અકસમાતથી બાપ દાખલ થાય છે.)

બાપ—આજ ચચાર મહીના થયા ડાકટરોનું ઓસડ કરતાં કરતાં કંટાળી ગયો, પણ મારી વાહાલી બાયડીને કાંઇ ફેર પડતોજ નથી! આખા ગામના ડાકટરો ખોલી વળ્યો છું. હવે કોઇ બાકી રહયો હોય એમ મને દેખાતો નથી.

ઓ ઈશ્વર! તેં તો મને જેવી જોઇએ તેવી પત્ની આપી, પણ તેનાથી વીખુટો ના પડાવ. જ્યારથી હું એની સાથે પરણયો છું, ત્યારથીજ મોજ શોખમાં દહાડા ગુજાર્યા છે, પણ એની જીંદગાનીને જો ધક્કો લાગ્યો તો પછી મારા સંસારની ધુલધાણી થશે, એમાં કાંઈ શક નથી.

આહ હા! મારી વાહાલી સ્ત્રીની જીંદગી વીષે જો હું છપાવી પ્રગટ કરૂં, તો ખરેખર એક મોટું પુસ્તક થાય. એ કેવી રીતે ઘરનો સંસાર ચલાવતી, કરકસરથી ઘરનો

ખરચ કરી ઘરમાં બધાંને સંતોષ રાખતી; કોઈ દહાડો એણે મને માઠો સખુન તો કહયોજ નથી. જો હું કોઈ વખતે એના ઉપર ગુસ્સે થાઊં તો તે નીચું મોહોડું કરી ચુપ બેસતી, કે જેથી મનેજ એની દયા ઉપજતી. આજ બે વરસ થયાં મારો હાથ ભીડમાં છે, એ વીશે હું દલગીર થાઊં તો મને શાંત કરી, મોટી મોટી ધીરજની વાતો કહેતી, તે વખતે હું એક પથ્થર મીસાલ સ્થીર થઈ જતો. એના સદગુણના એવા અનેક દાખલાઓ બનેલા છે. વળી જો કે આડોશી પાડોશી અને સગા વાહાલાંની બાયડીઓ નવાં નવાં લુગડાં, ઘરેણાં પેહેરી લગન કારણમાં મહાલતી ફરે છે, તે પ્રમાણે એને મુદલ ગર્વ ન હતો. કોઈ દહાડો એણે મને એવું નથી કહ્યું કે, કોઇ નવું ઘરેણું કરાવો, કે નવી નવી સાડીઓ વેચાતી લાવો. ત્યારે એવી સ્ત્રી વીશે શું હેવાલ આપું, તે મને કાંઇ સુઝતું નથી. હું પોતેજ મનથી શરમાઇ નવું કાપડ બાપડ આવ્યું હોય ને ખરીદ કરવા વીષે પુછું તો મને પોતેજ અટકાવતી. આહ હા! એવી પત્ની વીશે જે કાંઇ કહીયે તે થોડુંજ છે. વળી જુઓ તો એ કાંઇ પૈસાવાલાની દીકરી નથી. એ તો ખરૂંજ છે કે, પૈસાવાલા છોકરાઓને તેમનાં માબાપ માથે ચઢાવે છે, તેથીજ તે છોકરીઓ સાસરે પોતાના ધણી સાથે બરાબર સુખચેનથી રહેતી નથી, અને ગામમાં તેમને વીશે ઢેડ ફજેતી થતી સંભલાય છે. હવે એ વીશે વધારે ટકટક કરવી ઠીક નથી. હવે તો જરા ઘેર જાઊં આજ ત્રણ ત્રણ રોજ થયાં આંખને જરા નીંદ્રા નથી, તેથી ઘેર જઇ જરા ઓસડ પાણી મારી પ્યારીને આપી જરા લેઉં.

(આગળ જાય છે, એટલામાં સામેથી એક મીત્ર આવે છે.)

મીત્ર—કેમ ભાઇ, તારી સ્ત્રીની તબીઅત હવે કેવી છે? ઓસડ કોણનું કરે છે? તું બીહે છે શું કરવા? જોની પેલા પાલનજી પસતાકીયાની બાયડી જ્યારે મરવા પડી હતી ત્યારે મોટા મોટા ડાકટરોએ પણ તેની આશા છોડી હતી અને તે હમણાં જેવી જોઇએ તેવી તંદરસ્ત થઇ છે.

હોસંગજી—ભાઇ, એ તો નસીબની વાત છે. ચાલો હવે જઇયે.

(જાય છે.)

(પલંગ ઉપર સુતેલી માં, દીકરો અને દીકરી પાસે ઉભાં છે.)

છોકરી—માયજી, હવે આપના જીવને જરાક આરામ છે કે?

છોકરો—બેહેને ડાકટરનું ઓસડ આપ્યું કે?

છોકરી—ભાઈ, ઓસડ તો કયારનુંજ આપ્યું.

મા—મારાં વાહાલાં છોકરાંઓ અહીં આવો. હું તમને આજ એક શીખામણની વાત કહું છું તે સાંભળો, અને આજથી તે શીખામણ પ્રમાણે ચાલજો.

છોકરો—માયજી, માતાનો ધર્મ તો એજ છે કે, હમેશ નવરાશની વેળાએ પોતાનાં છોકરાંઓને સારી સારી શીખામણો કહી, તેઓને સારે માર્ગે લગાડવાં, તેટલા માટે મારાં વાહાલાં માયજી, આપણી શું ઈચ્છા છે તે કહો; અમે બેઉ જણાં સાંભળવાને તૈયાર છીયે.

મા—વાહાલા શાવક, તારી મીઠી વાણીથી મારૂં મન એટલું તો હરખ પામ્યું છે કે, કાંઇ બોલવાની મના નથી. મારાં અત્યંત વાહાલાં છોકરાંઓ, મારે તમને આજે જે કાંઇ કહેવું છે તે કહેવાને મારી જીભ ઉપડતી નથી.

છોકરી—કાંઇ ફીકર નહી માયજી, કાંઇ ધભરાશો નહી. ધીરેથી બોલજો, કાંઇ ઉતાવળ નથી.

મા—સાંભળો છોકરાંઓ, મારી અંતની ઘડી હવે પાસે આવી છે, મને ઈશ્વરને ત્યાંનું તેડું આવ્યું છે, કે જ્યાં ગયા વગર છુટકો નથી. આ સુખનો સાગર છોડી, તમારાં જેવ વાંહાલાં પુત્ર પુત્રી, અને પ્યારા પતીથી વીખુટી પડી, આ દુન્યાનું સુખ દુઃખ જોવાને બદલે, હું થોડીક પળમાં અંહીથી વીદાય થઇશ.

છોકરો—(દુઃખથી) અરર! વાહાલાં માયજી, અમે નીરદોષ બાળક કે જે હજી તદન નાદાન છીયે, તેઓથી વીખુટાં પડી વીદાય કેમ થાવો છો? માયજી, અમારી એવી ઈચ્છા છે કે, જ્યાં અમારી સદાની વાહાલી મા હોય ત્યાં તેની સાથે હસી ખુશીથી રહી, તેના જીવને સંતોષ પમાડયે, પણ તમે તો તેની દરકાર કર્યા વીના ચાલ્યાં જાઓ છો. શું તમને અમારી દયા મુદલ નથી આવતી વારૂં?

છોકરી—માયજી, આ નીરદોષ બાળકોને ઘણાં દુઃખો સહન કરવાં પડશે! (રડે છે.)

મા—વાહાલાં છોકરાંઓ, તમને રડતાં જોઈ મારૂં હૈયું કઠણને બદલે નરમ થતું જાય છે. તમારે મને આ વખતે હીંમત આપવી જોઇયે, તેને બદલે ડચકાં કેમ ખાઓ છો વારૂં? શું તમે એમ ધારો છો કે, મને તમારી દયા જરાયે નથી?

છોકરી--વાહ? માયજી, અમારાથી એમ કેમ કહેવાય કે, તમને અમારી દયા નથી આવતી.

મા—ત્યારે જુઓ મારાં વાહાલાં છોકરાંઓ, ઇશ્વરે માત્ર તમને શીખામણ દેવાને માટેજ મને થોડાક વખત જીવવા દીધી છે; માટે મારી આંખની કીકીઓ, તમો સાંભળો—

મારાં મરણ પછી તમો એક બીજાં સાથે હલીમલીને ચાલજો, એવી રીતે કે કોઈ દહાડો તમારે છુટાં પડવું નહી, બેઉ એક બીજાં ઉપર હેત રાખજો, ઘરમાં કદી પણ કજ્યો કંકાશ કરતાં ના, કારણ કે મારી પછી તમને કોઈ શીખામણ દેનાર નથી. તમારો બાપ જો ફરીથી પરણ્યો તો પછી તેનું હેત તમારી ઉપરથી ઓછું થશે, એમા તો શક નથી. હમેશ તમો તેની સેવામાં તત્પર રહેજો. તેનું દરેક કેહેણ માનજો. કદી કોઇ સાથે લડી વઢી તેની આગળ 'રાવ' ખાવા જશો નહી. તમારો પીતા તમારે માટે જો બીજી 'મા' લાવે તો તેને કદી પણ પજવતાં ના. તમો એમજ સમજજો કે, પરમેશ્વરે તેને મારે ઠેકાણે મોકલી છે. કદાચ તમો તેને દુખવશો તો તમારા ઉપરથી તેનું હેત ઘટશે, અને તેથી આગળ જતાં માઠાં પરીણામ નીપજશે, કારણ કે એ તમારા બાપને ઊંધું ચતું સમજાવી તમારી સાથે વેર પડાવશે; એટલા માટે તમો બેઉ જણાં સંપીને રહેજો. મારાં વાહાલાં બચ્ચાંઓ, હવે મારી જીભ ઉપડતી નથી, મારાથી વધારે બોલાતું નથી, પણ છેલ્લું કહેવાનું તો એજ છે કે, એક બીજાં ઉપર 'પ્રેમ' રાખજો. અં ! ભુલતાં ના, અં ! નહી તો તમને તો નહી પણ મને મારાં મરણ પછી ગામનાં લોકો ગાળો દેશે કે, માએ છોકરાંઓને સારી ચાલ શીખવી નહી. એટલા માટેજ મારી શીખામણ ભુલતાં ના.

(એટલામાં 'બાપ' આવેછે, તે બંને છોકરાંઓને પોતાની પાસે લઇને.)

હોસંગજી—મારા સદાના વાહાલા શાવક અને શીરીન, તમો શું વાતો કરતાં હતાં ?

શાવક—વાહાલા પીતાજી, અમારી 'મા' ની આવી દશા જોઈને અમને ઘણું માઠું લાગે છે. અમને અંતઃકરણથી ચાહાતી જે મા, કે જેણે નવ માસ સુધી પોતાનાં પેટમાં રાખી, મહા કષ્ટ સહી જન્મ આપ્યા પછી હજારો દુઃખોમાંથી ઉગારી એટલાં મોટાં કીધાં, તેનો અમારે બદલો આપવો જોઈએ, તેને બદલે તો અમને તેવણ છોડી જાય છે.

(તે રડે છે, તેને જોઈને શીરીન પણ રડે છે.)

બાપ—મારા અત્યંત વાહાલા શાવક અને શીરીન, હજી તો તમારી વાહાલી 'મા' બીછાના ઉપર પડી છે, ને જો ઇશ્વર ઇચ્છા હશે તો, એમાંથી પણ ઉઠીને હુશીઆર થશે. તમો અત્યારથીજ શામાટે રડો છો? તમારા રડવાથી તેને પણ રડવું આવશે, અને તેથી તેની માંદગીમાં વધારો થશે. બેટા! તને માલમ છે કે, બીકટ પ્રસંગે ધીરજ ધરી હીંમત આપવી જોઇએ, તેને બદલે તો તું ગાંડો થઇ રડે છે. જો! તારાથી તારી નાની બેન શીરીન છે, તે તને જોઈને વધારે રડશે, એટળા માટે તારે ધીરજ રાખવી જોઇએ. તારી 'મા' ને શાંતી આપ કે જેથી તેનો જીવ સંતોષ પામે; સમજ્યો!

શીરીન—વાહાલા પીતાજી! તમે અમને ધીરજની વાતો કહોછો તે અમે માન્ય કરયે છીએ. પણ અમારી સૌથી વાહાલી 'માએ' અમને કહ્યું છે કે, તેમનો મરવાનો વખત થોડો રહ્યો છે. વળી એક ચોકસ મોટી શીખામણની વાત કહી છે, અમે બેઉ બેહેન ભાઈએ નીશ્ચય કીધો છે કે, આજથી અમારાં હેતવંતાં 'માયજી' ની શીખામણ પ્રમાણે ચાલવું.

(તેને આ પ્રમાણે બોલતી જોઇને શાવક ઇશારત કરે છે, અને ઓઠાં ઉપર હાથ દઇને કહે છે કે, મુંગી રહે. એટલામાં બાપની નજર તેની ઉપર પડેછે તેથી તે પુછે છે.)

બાપ—કેમ બેટા! એવી તે શું શીખામણ તમારી માતાએ તમને આપી છે કે, તે મારાથી છુપી રાખવા તારી બેનને ઇસારત કરે છે?

"મા બાપે" પોતાનાં છોકરાંઓને શીખામણ આપવી એ.તો તેમનો ધર્મજ છે, કારણ કે જે પ્રમાણે કુમળું ઝાડ વાળ્યે તેમ વળે અને મોટું થાય તો કેટલીએક કોશેશ કરો પણ કદીએ હાયથી વાંકુ થવાતું નથી; તેજ પ્રમાણે છોકરાંઓ જ્યારે નાનાં હોય ત્યારથીજ દરેક "માત પીતા" એ સારી સારી શીખામણની વાતો કહી તેઓના મનમાં ઉતારવી, કે જેથી તેઓ આગળ જતાં સુખ પામે. બેટા! તને માલમ તો હશેજ કે, ત્રીજી ચોપડીના ચૌદમાં પાઠ-માં પોપટનાં બે બચ્ચાંની વાત આવી છે તેમાં જોની! નાનપણથી એક સારાં માણસને ત્યાં ઉછર્યું અને બીજું નઠારાંને ત્યાં, તેથી બેઉ જણમાં કેટલો તફાવત હતો વા-રૂં? તારી બેહન મને કહેતી હતી તે વખતે તેને અટ-કાવીને, મારાથી તું છુપી રાખવા માંગે છે, ત્યારે જરાક એમાં તેં પાપ કીધું છે એમ થયું, પરમેશ્વરનો તું જ-રાક ગુનેહગાર ઠર્યો છે.

શાવક—વાહાલા પીતાજી, એમાં મેં કંઇ પાપ કીધું નથી, કારણ કે જુઠું બોલવું એ મહા પાપ છે એ વાત તો ખરી, પણ જુઓ, હું જુઠું બોલ્યો હોઉં તોજ મને પાપ લાગે કેની?

બાપ—હાજ તો.

શાવક—ત્યારે તમે મને પાપને માટે દોષ કેમ મુકો છો વારૂં ? કારણ કે હું કાંઈ ખોટું બોલ્યો નથી. એમાં જો મારો તકસીર હોય તો હું પાપી કહેવાઊં. વારૂં, (શીરીન તરફ જોઇને,) અએ કમબખત બેહેન, તુંએ શું ભઠી બગાડી નાખી, તારા પેટમાં એટલું સમાવસ કરવાની જગ્યા નથી, કે તું જોય છે કે આવા તારા બે શબ્દ ઉપરથી કેટલી તકરાર આપણા મુરબ્બી બાવા સાથે કરવી પડે છે. જો તું કાંઇ બોલતે નહી તો હું તને ઈસારત કરતે નહી, જેથી મુરબ્બીજીને ગુસ્સો પણ લાગતે નહી, માટે મારે આવી તકે તુંને બેન દાખલ બે સખુન કહેવા છે તે ખુબ ધ્યાનમાં રાખજે કે ફરીથી એમ કરી તુને સેવટે પસતાવું નહી પડે.

શીરીન—ત્યારે બોલો, માહારા વાહાલા ભાઇ.

શાવક—જો તું એક આગળની સાંભળેલી વાત બીજી આગળ કરશે, તો તેમાં મોટો ઝગડો લાગશે, કારણ તે પછીથી હુશીયાર રહી, પેલીની સાથે વેરથી વરતે, જેથી તેનાં મનને ખોટું લાગે કે શું હશે જે મારી સાથે કોડું ચહડાવીને ફરે છે, જેથી સેવટે તેને પુછવાની ફરજ પડે છે, અને પછી ખબર થયાથી તારી ઉપર સરવેનો તીરસકાર સીવાય બીજું કાંઈ નહી, તારે સમજવું. માટે હવેથી જરા મગજ ઠેકાણે રાખીને બોલવા તેમજ વાતચીતમાં હુશીયારી રાખજે.

શીરીન—(ભાઈની પાસે જઈ હાથ જોડીને) વાહાલા ભાઈ, મને માફ કરજો હં ! મહારી મોટી ભુલ થઇ છે.

બાપ—(મનમાં) કોણ જાણે એની માએ કેવી શીખામણ દીધી છે !

શાવક—બેન તને માફ છે, જા. આપણાં "માએ" જે જે શીખામણ આપી છે તે ધ્યાનમાં રાખજે, બીજું મારે કંઈ કહેવું નથી.

શીરીન—(કાન મરડીને) વારૂં મારા વાહાલા ભાઇ, હવે હું કદી ભુલીશ નહી.

બાપ—હવે સાંભળો.

શાવક—ચાલો પીતાજી, હવે ઝટ કહો, વગર ફોકટની ટકટક કરવાનું માંડી વાળો.

બાપ—જે પ્રમાણે આંબાનાં ઝાડને અમૃત જેવાં ફળ હોય છે તેજ પ્રમાણે આમલીને ખાટાં હોય છે. જો કે સંસારની અંદર આંબા અને આમલી એ બંને બહુ ખપનાં છે, તોપણ અંહી એ ઉદાહરણને ખાતર તમને કહું છું. ત્યારે એજ પ્રમાણે સારાં માણુસનાં છોકરાં હોય તેનાં છોકરાં આગળ જતાં સમજુ, ડાહ્યાં, અક્કલવંત, વીચારવંત ને બહુ ભલાં થાય છે. અહીં જો કે તારી માને પેટે તું એક ફળ પ્રાપ્ત થઈ છે, તારી માનો સ્વભાવ કેવો મીલનસાર, માયાળુ અને હસમુખો છે, ત્યારે તેનું ફળ જે તું અને આપણો શાવક તે કેવાં નીવડયાં છો? તેજ પ્રમાણે ફરામરોજનો બાપ કે જે હમેશ લોકોની ગરદન ફાંસતો આવેલો છે, ત્યારે તેનાં ફળ ફરામરોજ અને તેની બેનો કે જેઓની ઉમર તમારા જેટલી છે, તેમને અત્યારથીજ મા બાપે ખોટું બોલવાની ટેવ પાડી છે તે કાંઇ હવે જવાની છે, કેમકે પડી ટેવ તે કદી ન ટળે; ત્યારે જુઓ કે આપણામાં ઘણાંક લોક એવાં છે કે કોઇ માંગનાર ઘરે આવે, ત્યારે તેનાં છોકરાંઓને તે ઘરમાંથી અગાઉથી ચેતાવી રાખશે કે કોઈ આવે તો સાફ કહેવું કે શેઠ ઘરમાં

નથી. પણ શેઠ મુછપર તાલ દેતા બૈરી સાથે ગપાટા હાંકતા હશે. આ ઉપરથી એટલીજ શીખામણ લેવાની છે કે, કેટલાંક મા બાપો પોતાનાં છોકરાંને ખોટું બોલવાની ટેવ પોતેજ પાડે છે, ત્યારે તે બચ્ચાં મોટાં થાય અને તેવાંજ કામ કરે તેમાં શી નવાઇ છે વારૂં? કેમ બોલતો નથી શાવક—

શાવક—બાવા, એ વાત તો ખરીજ છે.

હોસંગજી—કેમ માય શીરીન, હવે તારા જીવનો ખુલાસો થયો કેની? ચાલ હવે તારી માતાએ તને શું શીખામણ દીધી છે, તે ઝટ કહી દે.

શીરીન—બાવાજી, કહેવાનું તો તમને એટલુંજ છે કે, મારી માતાનાં મરણ પાછલ તમે અમને તજી અમારાં બંનેના બુરા હાલ કરશો.

હોસંગજી—માય, એ તું શું કહે છે વારૂં? શું હું તમારા બુરા હાલ કરીશ? ના, ના, મારાં વાહાલાં છોકરાંઓ, (કોટી કરીને) તમને મારા ગળાંના હાર તરીકે માનીશ, કદી તમારાથી હું વીહીલો પડવાનો નથી, એ તમારે ખાસ યાદ રાખવું! શું એ વાત તમારી માએ કહી છે વારૂં?

શાવક—હા બાવાજી, માત્ર એ વાત કહી છે એટલુંજ નહી, પણ એવુંબી કહ્યું છે કે, જો તમારા 'પીતા' બીજી બૈરીને લાવે તો તેને તમે મારે ઠેકાણે ગણજો. પરમેશ્વરે તેને મારે ઠેકાણે બેસાડી છે એમ માનજો, તમે તેની સાથે હેતથી વરતજો, તે એવી રીતે કે તેને તમારી દયા આવે એવું માતાજીએ કહ્યું છે.

હોસંગજી—વાહ શાવક, બીજું કંઈ કહ્યું છે કે! (એ-ટલામાં શીરીન વચ્ચે બોલી ઉઠે છે.)

શીરીન—હા બાવાજી. બીજું એમ કહ્યું છે કે કેટલીક સાવકી માતા ઘણાંજ કઠણ હૈયાંની હોય છે, અને તેઓ પોતાનાં સાવકાં બચ્ચાંઓ ઉપર ઘણોજ જુલમ ગુજારે છે, તે સાથે વળી પોતાના ધણીને કહી બચ્ચાં ઉપરથી હેત ઓછું કરાવે છે, એટલે તે બાપડાં ગરીબ બચ્ચાં રઝળતાં ફરે છે, અને તે બાપડાંઓની દાદ યા ફરયાદ કોઈ લેતું નથી. એટલુંજ કહ્યું છે, બીજું કાંઇ કહ્યું નથી. પણ બાવાજી, અમારી માતાજીનાં મરણ પાછલ તમે એવું કરતા ના, હં!

હોસંગજી—વાહ! શાબાસ દીકરી શાબાસ, ધન્ય છે કે તમારાં જેવાં છોકરાંઓ ઈશ્વરે મને આપેલાં છે. અરે! મારાં પ્યારાં છોકરાંઓ, તમે કદી એવું ધારતાં નાં, કે હું તમારી માતાનાં મરણ પાછલ તમારા હાલ કરીશ; ધીકકાર છે એવા 'બાપ' પર કે જે બીજી સ્ત્રીનું સાં-ભળી ગરીબ બચ્ચાંઓ ઉપર દુઃખ પાડે. પ્યારા શાવક, તું શું એમ ધારે છે કે, તમારા ઊપરથી હું મારી માયા ઓછી કરીશ?

શાવક—વાહાલા પીતાજી, તમારા હાલના વીચાર પ્રમા-ણે ખરૂં પુછો તો, મને કાંઈ દેખાતું તો નથી કે તમો તેમ કરો! પણ કોણ જાણે? તમો એક વાર બીજી (મા) ને લાવો એટલે તે તમને ભમાવી અમારા ઉપરથી તમા-રી માયા ઓછી કરાવશે, તે હું હમણાથી કેમ કહી શકું વારૂં? કેમ બેહેન (શીરીન) બોલતી નથી?

શીરીન—હાજ તો ભાઇ (શાવક); કોણ જાણે આપણાં કરમમાં શું લખેલું છે તે, આપણા જેટલાં છોકરાંઓની મા તો કેવી સુખનો લાહવો લઇ ફરે છે, ને બાપડી આપણી 'મા' તો ખાટલાપર પોતાનાં મરણનો વીચાર કરતી પડી રહી છે. (રડેછે) ચાલ ભાઈ, હવે જરા ઓસડ આપવાનો વખત થયો છે.

(બંને જણા જાય છે.)

હોસંગજી—(એકલો ખેદકારક રીતે) આહ ! શું છોકરાં ઓ સ્યાણાં છે. તેઓની માતાએ મરવાની પેહેલાંજ શીખામણ આપી છે, કે આગળ તેમને કામ પડે. ખરેખર! આવી સ્ત્રી મળવાને હવે તો બહુજ મુશકેલ, કારણ કે જે પ્રમાણે ભલી, સ્યાણી, સદગુણી, સુશીળજ માણસનો આ જગમાં ખપ છે, તેવોજ પેલી દુન્યામાંબી છે. તેથી એને પેલી દુન્યામાંથી તેડું આવેલું છે ખરૂં, પણ હું તો મારાં અત્યંત વાહાલાં બે છોકરાંઓનું ભલું થાય એવું મારાં અંતઃકરણથી ઇશ્વર પાસ માગું છું.

(એટલામાં દોડતી દોડતી શીરીન આવે છે.)

શીરીન—બાવા ચાલો તો ! ઉતાવળ કરો ! ! માયજીતો ઘણાંજ આજારી થયાં છે, હવે તો કાંઈ બોલતાંબી નથી. (રડતી રડતી) ચાલો બાવાજી.

હોસંગજી—ચાલ મુગી રહે. પરમેશ્વર જે કરશે તે થશે, તેની આગળ કોઇનુંબી ચાલતું નથી; ને ચાલવાનુંએ નથી. જો યમ રાજા (જમ) તેને લેવાનેજ આવ્યો હશે તો તેને બી ગયા વગર કઇ છુટકો છે વારૂ ? ચાલ. (બંને જણા જાય છે.)

(પલંગ આગલ શાવક એક નોકર અને
એ વતરોગે આડોશી પાડોશી ઉભાં છે.)

મા—આવો આવો, મારાં પ્યારાં, શાવક અને શીરીન, હવે મારી અંતર ઘડી છેક ભરાઇ આવી છે, મારી આપેલી શીખામણ કદી ભુલશો નહી; એક બીજાંથી વીહીલાં પડતાં ના, આવો મારાં પ્યારાં, હવે એક વારની તમને કોટી કરી લઉં.

(કોટી કરી પછી ધણીને—)

મારા પ્યારા ખાવીંદ, મારાં કોમળ અને સુરેક નાનાં બાળકોને આજ દીનથી તમારે સ્વાધીન કરૂં છું, એ લોકનું સારૂં નરસું તમારે જોવું. મારી અંતઃકરણથી તમને પ્રાર્થના છે કે મારાં છોકરાંઓપર હેત રાખજો, જે પ્રમાણે તમે હાલ એઓના ઉપર પ્રેમ દેખાડો છો તેજ પ્રમાણે મારી પાછલથી રાખશો એવી મારી અંતઃકરણથી આશા છે. જોજો હં ! કદી ભુલતા ના ! કારણ કે તમો બીજી ધણીઆણી લાવ્યા કે મારાં પ્યારાં ને નીરધન બચ્ચાંઓના હાલ થાય નહીં. હું તમને વારેઘડીએ કહેતી આવી છું કે, સાવકી માનાં દીલમાં જરાએ રહેમ હોતી નથી. સોમાં વળી એક સારી નીકલી આવે છે, તેથી તમે યાદ રાખજો કે મારી પુંજી એજ છે, સુનાં રૂપાં ને હીરા માણેક કરતાં ખરો પૈસો ને પુંજી એનાં એજ ! તમને ભમાવી ભમાવીને છોકરાંપરથી હેત ઓછું કરાવશે, પણ જોજો, મારાં ગરીબનાં નીરધન બાળકને અમથાં પજવતા નાં ?

હોસંગજી—વાહ ! વાહ ! શું તું જાણે છે કે એ મારાં બાળકો નથી ?

ધણીઆણી—નહીં, નહીં, હું એમ તો કહેતીજ નથી કે એ તમારાં બાળકો નથી. ખરૂં જોતાં તો એ બાળકો તમારાંજ છે, પણ કહેવાનું એટલા માટે છે કે, ઘણાક પુરૂષો તેઓની સ્ત્રીનાં મરણથી તેનાં ફળોને તદન ગણકારતા નથી, તેઓએ જાણે કોઇ વેચાતાં ગુલામડાંને લીધાં હોય તે માફક તેઓ સાથે વરતે છે, ઘરની અંદર બીલાડાં કુતરાં ખાય છે તેમ તેઓની દશા! તેટલાંજ માટે મારા પ્યારા ધણીજી, મારી અંતઃકરણથી એવી આશા છે કે, તમે તેમ કરશો નહી.

હોસંગજી—ખરેખર! જો તારી ઈચ્છા એવી હોય તો હું તારાં મરણ પાછલ પરણવાનોજ નથી.

ધણીઆણી—ના, ના, હું કંઇ તમોને તે બાબદપર કહેતી નથી;—–

હું તમને મોટી ખુશી સાથે કહું છું કે તમારે પરણવું, કારણ કે ઘરની અંદર સ્ત્રી જાતી શીવાય સંસાર શોભે નહી; પણ મારૂં કહેલું યાદ રાખજો કે, મારાં બચારાં નીરધન બચ્ચાંપર તે કશી બાબદનો જુલમ કરે નહી, સમજ્યા, મારે કંઇ બીજું કહેવું નથી; એવું નહી કરતા કે "શેઠની શીખામણ ઝાંપા લગી."

હોસંગજી—શાબાસ! શાબાસ! ધન્ય છે તને, ધીક્કાર છે હવે મારા સંસારપર, કે ઇશ્વરે આપેલું અમુલ્ય રત્ન આજે હું ગુમાવીશ! (ડચકાં ખાઇ રડે છે.)

(બંને છોકરાં રડે છે.)

શાવક—બાવાજી તમે શું કરવા રડો છો, તમો જો એવી રીતે હીમત હારી જશો તો આ શીરીન ને હું શું કરશું વારૂં?

મા—પ્યારા શાવક અને શીરીન, હવે છેલ્લીવાર મારી પાસે આવો, એટલે છેલ્લી બચ્ચી કરૂં.

(છોકરાંઓ જાય છે,–એ છેલ્લી બચ્ચી છે.)

પ્યારા શાવક, જરા મારે માટે પાણી લઇ આવ, ને તમો બંને જણા મારાં મોંહમાં રેડો એટલે હું સ્વર્ગવાસ થાઉં.

(પાણી લાવે છે.)

પ્યારાં બચ્ચાં, હવે સંસારનું સુખ દુઃખ સહન કરજો, એક બીજાં સાથે સંપથી રહેજો, હર ઘડીએ મને યાદ કરજો.

**ઓ પરવરદીગાર! મારાં બાળકો છે નાદાન,**
**બક્ષ તેઓને જીવતદાન.**

શીરીન—બાવા, તમે અમારા ઉપર જુલમ કરતા ના, હું?

હોસંગજી—(છોકરીને દાબીને) નહી, નહી, મારી સદાની વાહાલી શીરીન, તું એવું તો કદી તારા મનમાં લાવતી ના.

શાવક—(માની પાસે જઇ જુવે છે, તેની આંખ બંધ થયલી.) ઓ જી! ઓ જી! કેમ બોલતી નથી!

શીરીન—ઓ મા! ઓ મા! હું આવી છું, કંઈ બોલ તો ખરી.

હોસંગજી—(તેની આંખોને હાથ લગાડીને રડે છે) મારાં પ્યારાં ફરજંદો, હાય! હાય! એ તો બેહેસ્તનશીન થઈ છે. અફસોસ! અફસોસ! હું હવે લાચાર! ખરેખર લાચાર! હવે મારા સંસારની ધુળધાણી—

શાવક—હાય હાય, ઓ મા! હવે અમે શું કરશું? તારા વગર અમને કેમ ચેન પડશે? જરા બોલ તો ખરી,—

(જરા આગલ જઇ) ઓ મા જરા એક વાર તો બોલ!

હોસંગજી—અરર! પરવરદીગાર તેં અમને એનાથી કેમ જુદાં પાડયાં!

શીરીન—ઓ મા! મને એક વાર તો તારી છાતીએ લગાડ.

હોસંગજી—(તેને છાતીએ દાબીને રડે છે.) ઓ! બેહેન એ તો હવે સ્વર્ગવાસ થઈ. આવ હું તને મારી છાતીએ લગાડું.

(આડોશી પાડોશી આવે છે.)

જરબાઇ—અરે આ શું થયું! ઓ શાવક, અરે શીરીન, તમે એટલાં બધાં કેમ રડો છો!

શીરીન—હમારી વાહાલી મા મરી ગઈ છે.

હોસંગજી—હાય! હાય! હવે શું કરું!

માણેકજી—અરે હોસંગજી, તમે ગાંડા કેમ બનો છો? આવી વખતે તમારે ધીરજ ધરવી જોઇએ અને આ નાનાં બાળકોને ધીરજ આપવી જોઇયે, તેને બદલે તમેજ હીમત હારી ખાવો છો, ચાલો મુગા રહો.

જરબાઈ—(હોસંગજી,) આ તમારો શાવકશા ડાહગો કે તેની બેહેનને કેટલો દીલાસો આપે છે.

હોસંગજી—પ્યારા શાવક, તું કાંઇ બીહીતો ના, હું કદી તમને વીહીલાં પાડીશ નહી.

શીરીન—(દોડીને માનાં બીછાણાં આગળ જાય છે.) ઓ મા! ઓ મા રે, હવે અમને કહો તમે કયાં ગયાં, જરા બોલતાંબી નથી!

જરબાઈ—અરે શીરીન આવ મારી પાસે, જો તારો ભાઇ કેવો છે, જરા હીમત ધર, જે થવાનું હતું તે થઇ ગયું. હવે અમથાં તમે કેમ શોર કરો છો?

હોસંગજી—તમે વળી એમ શું બોલો છો? મારી છાતી તો ધબકે છે, ઓ ભાભી શું તમો ધારો છો કે મારૂં હૈયું પથ્થરનું છે?

જરબાઇ—ના ના, હું કાંઇ એમ નથી બોલતી, આવી સમજુ ને ડાહી, (આંસુ લાવીને) તમારાં ધણીઆણીનું નહી કેમ લાગે વારૂં? ચાલો હવે મુગા રહી જાઓ.

હોસંગજી—(પોતાનાં છોકરાંને બે હાથમાં લઇને) મારાં પ્યારાં શાવક અને શીરીન, ચાલો તમારાં આંસુ લુછી નાખો, તમારે કાંઈ ધભરાવું નહી. પરવરદેગારના મનમાં એમ હશે ત્યારે તમે ને હું શું કરશું? (રડતાં રડતાં) પ્યારાંઓ, ચાલો મુગા રહી જાઓ.

શીરીન—(પાછલ બીછાણા તરફ જોઇને) ઓ મા! તું મને કેમ નથી બોલાવતી, મારાપર આટલી ગુસ્સે કેમ થઈ!

હોસંગજી—અરે ભાભીજી જુઓ, મારૂં હૈયું કેમ હીંમત ધરે? હાય! હાય! પરવરદીગારે મને કેમ મારી નહી નાખ્યો?

માણેકજી—વાહાલા હોસંગજી એવું તે શું બકો છો! આ તમારી આગળ નાનાં બાળકો છે તેને જરા મુગાં રાખો, જ્યારે તમે એવી રીતે કરશો તો છોકરાંઓ બીહી

જશે. જુઓની મારા ભાઈની બૈરી મરી ગઇ ત્યારે તે બાપડાં-ઓએ શું કર્યું? કંઇ વીચાર કરો.

હોસંગજી—અરે પરમેશ્વર, તું હમારાં ગરીબની ઉપર દયા લાવજે હાય, હાય રે! (જ્યારે આવી હાલતમાં હતાં ત્યારે કોઇનેબી તે લાસને ઠેકાણે પાડવાનું સુઝ નહી પડયું, અને સર્વેની આંખોમાંથી નેત્રધારા વેહેવા લાગી.)

જરબાઇ (આવો કંગાળ વખત જોઇ એકદમ બોલી ઉઠયાં,) "તમો સર્વે દીવાનાં કેમ બની ગયાં? ઘરમાં લાસ પડી છે, તેની ધર્મક્રીયા કરીને વગે સગે કરવી, કે ફોકટનો વખત ગુમાવવો?" જ્યારે જરબાઇએ નરમ હૈયે પણ સખત શબ્દથી કહ્યું એટલે સર્વેને સુદ્ધી આવી ને ક્રીયા ચાલુ થઈ અને રાબેતા પ્રમાણે લાસનેબી ઠેકાણે પાડવામાં આવી. પણ પુછવું શું? જ્યારે લાસને ઘરમાંથી બહાર કહાડવામાં આવી ત્યારે શાવક અને શીરીન માથાં ફોડવા લાગાં, અને એવો તો શોર બકાર મચાવી દીધો કે કોઇબી સખત હૈયાંનાં માણુસની આંખોમાંથી આંસુ પડયા વીના રહે નહી. તેવા સમયે હોસંગજીને શું પુછવું પડે, તે બીચારો તે લોકને આવી હાલતમાં જોઇ પોતેબી ફસડાઇ પડયો, અને જો પોતાનાં મીત્રની દેખરેખ ન હતે તો તે વધારે ગમ પકડતે, અને બેસુધ પણ થતે, તેમાં કાંઇ નવાઇ નહી! આવો કમકમાત ભરેલો દેખાવ જોઇ સર્વેનાં હૈયાં ભરાઈ આબ્યાં અને ગરીબડાં નાનાં બચ્ચાં ઉપર દયા લાવવા લાગ્યાં. અંતે થોડી ઘણી મેહેનતે લાસને ઠેકાણે પાડવામાં અવી.

હોસંગજી—(સઘળું કામ થવા બાદ) મારાં પ્યારાં ફરજંદો, શાવક અને શીરીન, તમો મારી પાસે આવો, હું તમને કાટી કરૂં કે જરા મારાં મનને સંતોષ વળે.

મારૂં હૈયું ફાટે છે, મારી જીભ લટકે છે, મારા સંસારની હવે ધુળ થઇ છે, અને મને હવે કાંઇ સુઝતું નથી કે શું કરૂં. માટે તમો મારાં નેગેહબાન થાવો, હવે આપણો મદદગાર એક ઇશ્વર સીવાય બીજો કોઈ નથી, માટે તમો સારી ચાલ ચલાવજો, અને તમારી માતાના શુભ વચનો યાદ રાખી દુનયામાં સારાં નામ કહાડજો. હવે આપણા ઘરનો રખેવાળ કોઈ નથી, માટે ઓ શીરીન! તું તારી 'મરનાર મા' ની જગ્યા સંભાળ અને ઘરનું સઘળું કામકાજ કરી તારા ભાઈને તથા મારાં મનને રીઝવ. ઘરનું સઘળું કામકાજ કરતું એ તો સ્ત્રીનો ધર્મજ છે, તેથી તારી માતાએ તુને એ સર્વે અગાઉથી શીખાડયું છે, જેથી હવે તો બીલકુલ ભારી પડનાર નથીં.

માટે બેહેનો, સદા એવો વખત રહેતો નથી, એ તો દુનયાનું ચક્કર છે, ઘડીમાં કેમ અને ઘડીમાં કેમ ફરે છે તેનો ભરોસો નહી; માટે સર્વ કોઈએ આ ધ્યાનમાં રાખી પોતાની કસુર સુધારવી.

ભાગ પેહેલો સમાપ્ત.

---

# ભાગ બીજો

---

## સુખી કુટુંબનું વીખરાવું.

---

**સાવકી માનો જુલમ—સેવટે ભેગાં થાય છે.**

શીરીન—(સર્વે ગયા પછી) હજી મારી ઉમર તો ફક્ત

વરસ આંઠની છે અને મુરબ્બીજી બાવાજીએ તો સઘળો કારભાર મારી ઉપર નાખ્યો છે; ત્યારે આવા સમયે ધીરજ રાખવી (એવો મનમાં વીચાર કરે છે) તેવામાં—

શાવક—કેમ બેહેન, દલગીર ચેહેરે છે, તારી ઉપર શું આફ્ત આવી પડી છે, જેથી તું આવી ગંભીર દીસે છે?

શીરીન—ભાઈ, કાંઈ નથી, ફક્ત આપણી વય ઘણી નાની છે, અને કામો મોટાં કરવાં છે, તેનો અંદેશો કરતી હતી, તેવામાં તમો ભાઈ આવી લાગા; બીજું કાંઇ નથી.

શાવક—અંદેશો શું કરવા કરવો? આપણી માતાએ તો ઘરનું કામકાજ કેવી રીતે કરવું તે સઘળું તને શીખાડયું છે, જેથી લગરીક તને ભારી પડનાર નથી.

શીરીન—એ તો ખરૂં છે ભાઇ, પણ મારાં મનને મોટો અંદેશો એવો આવે છે કે હવે આપણી ઉપર ખુદરતનો કોપ ઉતર્યો છે, એવું મને દીસે છે; જો એમ ન હને તો આપણાં જેવાં નાનાં બાળકોની 'મા' મરતે નહી.

શાવક—પણ તે તો ઇશ્વર ઈચ્છા. તેમાં આપણો કાંઇ ઈલાજ નથી. હવે જે થાય તે મુંગે મોહડે જોવાનું છે, અને ઘર સંસારનું કામકાજ કરવું.

શીરીન—એ તો સ્ત્રીઓનો ધર્મજ છે.

(તેવામાં બાપ દાખલ થાય છે.)

હોસંગજી—મારાં પ્યારાં ફરજંદો, તમોએ શું ગોફ્તેગો ચલાવી છે, તે મને કહો.

શાવક—બેન અંદેશો કરતી હતી તેને દીલાસો આપતો હતો.

(તેવામાં હોસંગજીના મીત્ર આવે છે.)

મીત્ર—ભાઇ હોસંગજી કેમ છો ? તમારી સ્ત્રીનાં મરણ પછી છોકરાંઓની હાલત કેવી છે ?

હોસંગજી—(ગંભીર ચેહેરે) સરવે સારૂ છે. માત્ર છોકરાંઓ જરા મુઝાય છે; બીજું કાંઈ નથી ભાઇ.

મીત્ર—(શાવક અને શીરીન તરફ આંગલી બતાવીને) આ બાળકો બહુ નાનાં છે, માટે તમારે બીજું ઘર કરવાની જરૂર છે, જેથી એ બંને બચ્ચાંબી જળવાય.

હોસંગજી—(જરા ગુસ્સામાં) એમ કદી બનનાર નથી, હવે ઇશ્વર મારૂં મોત આપે તો ઘણું સારૂં. શું ! હુ બીજી વાર પરણી આ મારાં પ્યારાં બાળકોને દુ:ખમાં નાખું ? તમોને ખબર નથી કે બીજી ઓરતો પોતાનાં સાવકાં બચ્ચાઓ ઉપર કેવી તરેહનો જુલમ ગુજારે છે તે, અત્રે યુરપમાં બનેલો તાજોજ દાખલો મારે ટાંકવાની ફરજ પડી છે. એક ડાહી અને લેવાઇ ગયલી તેર વરસની છોકરી, પોતાના બાપ અને સાવકી 'મા' સાથે રહેતી હતી, તેઓ બંને સ્વતંત્ર માણસ હતાં ; વખતે તેઓ બપોર સુધી સુઇ રહેતાં. તે ગરીબ બીચારી છોકરી તેમનું સઘળું વહીતરૂ કરતી, તેણી સહવારમાં જલદી ઉઠી ઘરનું સઘળું કામ-કાજ, સાફસુફ વતરોગે કરતી. તેણીને નાસતાને માટે ફકટ બે કટકા રોટલીના અને ઠંડી ચાહે મળતી. સ્કુલ ઉપરાંત તેણીને બીજું ઘરનું કામ પણ કરવું પડતું હતું. સ્કુલમાંથી આવ્યા પછી ખાણાં માટે બે રોટીના ટુકડા મળતા અને તરતજ પાછી સ્કુલમાં જતી, ત્યાંથી પાછી આવ્યા બાદ આઠ વાગા સુધી ઘરનું કામ કરતી, અને પછી પણ તેણીને જેવો ને તેવોજ ખોરાક મળતો. તેણીને માંસનો ખોરાક તો ભાગ્યેજ મળતો. વળી ઓછામાં પુરૂં,

સાવકી મા અને તેણીનો બાપ તેણીને મારતાં. તેણીના બાપે ઠોંસાઓ મારી તેણીની આંખો કાલી કરી મુકી હતી. તેણીનો બાપ ભોયરાંમાં લઇ જઇને સોટી અથવા તો કોરડા વતી મારતો, જ્યારે કોઇ આવે કે તેણીને તાબરતોબ ભોયરાંમાં મોકલી દેવામાં આવતી. તેણીને પોતાની સ્કુલના સંગાઠીઓ સાથે એ વીશે વાત નહી કરવાને સખત તાકીદ કરવામાં આવતી. એક છોકરાએ તેણીના નીલઝામાં જોઇ પોતાની મા પાસે તેણીને લઇ ગયો, જેણીએ તેને કાંઈક ખાવાનું આપ્યું. તેણીની માએ એમ કરવા માટે તેણીના હાથ પર સોટીઓ મારી અને પછી ઊંધાડે દીલે બારીઓ સાફ કરવા બેસાડી. આ પછી તેણીને સોસાયટીની સંભાળ હેઠળ લાવવામાં આવી હતી. તેણીના શરીર ઉપર સલ પડી ગયલા હતા, આંખો ઉપર ચાઠાં પડી ગયાં હતાં, અને હથેલી સુજી ગઈ હતી, તેણીના જમણાં હાથ ઉપર ઢીમણું હતું, ખભાંથી ઢીંચણ સુધી અને ડાબા હાથ પણ તેવીજ સ્થીતીમાં હતા, તેણીને ઘણીજ દુષ્ટ છોકરી જણાવવામાં આવી હતી; અને તેટલા માટેજ સજા થવાનું કહેવાયું હતું. ખરેખરં જોતાં તો તે છોકરીના જેવું મીલનસાર અને આગ્નાકીત કોઇકજ હશે. તેની માને સોલ માસની અને બાપને બાર માસની સખત કેદની સજા ફરમાવવામાં આવી હતી. (કાઠયાવાડ ટાઇમ્સ) માટે ઓ ભાઈ, મારી આગલ ફરીથી તું બીજી ઓરત વીશે વાત કરતો ના, ને નકામો મારો જીવ ઉશકેરતો ના.

મીત્ર—ઠીક છે, ત્યારે હમણાં તો હું જાઊં છું.

"શાવક અને શીરીન પોતાના બાપ સાથે હેતથી વાતો કરે છે, તેમાં બાપ પોતાની પત્નીએ દીધેલી શીખામણ

પોતાનાં ફરજંદોને યાદ દેવડાવે છે, અને તે પ્રમાણે ચાલ- વાને હુકમ કરે છે. (થોડા દીવસ ગયા બાદ મીત્ર પોતાના દોસ્ત હોસંગજીની ખબર લેવા આવે છે.)

મીત્ર—કેમ શાવક? તમારા મુરબ્બી બાવા કયાં છે અને તમારાં બેન શીરીન શું કરે છે, તેવણુબી દેખાતાં નથી?

શાવક—બેહેન તો રાંધણીમાં નાસ્તાની તજવીજ કરે છે, અને બાવાજી તો નહાવા બેઠા છે, તે હમણાં આવશે; તમો બેસો. હું હમણા શીરીનને બોલાવી લાવું છું હં!

મીત્ર—કાંઇ ફીકર નહી, કામ પુરૂં કરીને આવશે. શાવક રહેવા દે.

(તેટલામાં હોસંગજી ઓરડામાં દાખલ થાય છે.)

હોસંગજી—(મીત્ર તરફ જોઈને) ભાઈ સાહેબ કેમ છો? આટલા દીવસ કયાં હતા?

મીત્ર—જરા માંદગીના સબબથી મારા ડાકટર સાહેબે ફરમાવ્યું હતું કે તારે હવા ફેરબદલ કરવી જોઇયે, તેથી હું થોડા દીવસ 'જહાંબોરડી'ની ધર્મશાળામાં હવા ખાવા ગયો હતો. મકાનની વાત તો શું કહું કે દરીયાના કાંઠા ઉપરજ બાંધેલું અને મેનેજર સાહેબની એટલી બધી મા- વજત કે જેથી મારૂં બધું દુઃખ ઈશ્વરની બક્ષેશથી થોડા દીવસમાં દફે થઇ ગયું, અને હાલમાં તમો જુવો છો તેવો છું. પણ તમોએ શું વીચાર કીધો?

હોસંગજી—શું? વીચાર શાનો?

મીત્ર—અગાઉ જ્યારે હું તમારી પાસે આવ્યો હતો અને તમોને બીજી બૈરી કરવા વીશે ફરમાવ્યું હતું તે! બીજો શાનો હોય વળી?

હોસંગજી—તમો તો ફોકટનું માથું દુઃખવો છો.

મીત્ર—એમાં વળી ફોકટનું માથું તે શાનું દુઃખવવાનું? તમોને બીજું ઘર કર્યા વીના છુટકો નથી; માટે મારી નાદાનની વાત સાંભલી એક સારૂં ઘર કરો તો તેમાં શોભા છે, અને તમારાં નાનાં બાળકોબી સચવાશે. જુઓ ઘરમાં શીરીન એકલી, શાવક સ્કુલમાં જાય અને તમો આફીસમાં જાવો, ત્યારે ઘરમાં કોણ? જુવાન જવાન બચ્ચાંને ઘરમાં કાંઇ એકલું રખાય કે? માટે તમો પુરતો વીચાર કરો.

હોસંગજી—તમો જે કહો છો તે બધું વાજબી છે, પણ હું કયાં શોધવા જાઉં વારૂ? વળી કોઈ કેવી આવે અને કેવી નહી અને આ બાળકો ઉપર જુલમ પડે, તેબી સંતાપ મારા જીવનેજ થાય કેની!

મીત્ર—એ તો જે નસીબમાં હશે તે બનશે.

હોસંગજી—ત્યારે કોઇ તમારાં ધ્યાનમાં હોય તો કહો.

મીત્ર—પેલા આપણી આફીસના પેસતનજી જેઓણ ગયેજ વરસ ગુજરયા હતા તેવણની બૈરી જે વીધવા થઈ છે તે મારા ધારવા પ્રમાણે હજી સુધી રંડાયલીજ છે, માટે જો તમારી ખુશી તેણીની સાથે કરવાની હોય તો હું તેને મારી ઓરતની મારફતે પુછાવું.

હોસંગજી—હા, જરા મેહેરબાની કરી પુછાવજો, કારણ કે મારા ધારવા પ્રમાણે તે વીધવા બાઇ ઘણી ભલી દીશે છે. પછી તો જે આપણાં નસીબમાં હશે તે બનશે, તેમાં તમારે માથે કાંઇ દોષ ન મુકાશે.

મીત્ર—ઠીક છે, ત્યારે હું મારાં ધણીઆણીને તેની ખબર કહાડવા મોકલીશ અને જો તેવું માલમ પડશે તો તરતજ તમારૂં ત્યાં સાટુંબી કરવામાં આવશે, પછી કાંઇ છે?

હોસંગજી—બસ, મને બીજું કાંઇ જોઈતું નથી. જ્યારે તમોને તે સારી માલમ પડે છે, એટલેજ બસ છે. (મીત્રે પોતાના ધરનો રસતો લીધો.)

"મીત્ર ધર જઈ પોતાની સ્ત્રી આગળ હોસંગજીની ઉપર વીતેલી સઘલી બીનાથી વાકેફ કરે છે અને પેલા (મરનાર પેસતનજી) ની વીધવા વીશે ચેતવણી આપે છે અને તેણીને ત્યાં જવા કહે છે."

ધણીઆણી—ઠીક છે! મારા પ્યારા ખાવીંદ, તમોએ જે આટલી જેહેમત તમારા પ્રીય દોસ્ત માટે ખેંચી છે, ત્યારે તેમાં મારે પણ ભાગ લેવો જરૂરનો છે. એ શુભ કામ કરવાને હું પછાત પડનાર નથી. કાલે રામરોજબી છે અને એ રોજનું કાંઇ મુરતબી જોતાં નથી, કહેવત છે કે "રામ અને વગર મુરતે જાય ગામ" તેથી એ સારૂં કરવાને હું તમોને વચન આપું છું, પણ સંભાળજો, તમારા મીત્ર હોસંગજી પાછળથી ફરી નહી બેસે, અને ના નહી પાડે તેની સંભાળ રાખજો, સમજ્યા કે?

ધણી—તમે જો એ નક્કી કરી આવો તો હોસંગજીબી કબુલ છે, અને પોતાની તદન ખુશી એ બાઇ ઉપર બતાવે છે, એટલે હવે તેવણથી ફરાશે નહી.

"ધણીઆણી પોતાના પતીની રજા લઈ જાય છે, અને પેસતનજીનાં પીરોજબાઇ આગળ સરવે 'અનીથી તે પની' સુધીની સઘળી હકીકત જાહેર કરે છે. સેવટે તેણી કબુલ

કરે છે અને તે બાઇ પોતાના પતી તથા હોસંગજીની સાથે સાંજે કલાક ચારને અમલે આવી રૂપીયા પેહેડાવવા કબુલ કરે છે."

(તેણી ઘેર પાછી ફરે છે.)

ધણી—કેમ પ્યારી શું કીધું પેલાં કામનું?

ધણીઆણી—સૌ સારૂં છે, અને તમો જલદી જઈ હોસંગજીને ચેતાવો કે આજે સાંજે ચાર કલાકને અમલે આપણે ત્યાં જઇ રૂપીયા પેહેડાવી નામ પાડયે.

ધણી—ઠીક છે ત્યારે હું જાઉં છું, આ ચાલ્યો અહં કે?

ધણીઆણી—અંહ કે શું કરો છો, જલદી જાવોની, વખત થોડો રહ્યો છે ને અંહીના અંહીજ હજી તો છેવો.

ઓરત જાત હંમેશાં અધીરી હોય છે, અને આગળ પાછળનો વીચાર કરતીઓ નથી. તે એકદમ કુવામાં પડવા માંગે છે, ને કોઈબી કામ કરવું હોય તે આગમજ પુરતો વીચાર કરવો નહી એ તો સ્ત્રીનો જાતી સ્વભાવજ છે, માટે બેહેનો, એવો અધીરો જીવ એકદમ નહી કરવો, કાંઈબી કરવું હોય તો વીચારી કરજો.

ધણી—લે બા, આ ચાલ્યો (જાય છે).

હોસંગજી પોતાના ઓરડામાં પોતાનાં બે બાળકો સાગે બપોરનું ખાણું ખાય છે, તેવામાં મીત્ર આવી લાગે છે.

મીત્ર—શેઠ સાહેબ, ભાઈ સાહેબ, બેન કેમ છો?

સર્વે સાથે—આવો જમ્યે.

મીત્ર--જમો, ખોદા ધણું બક્ષે.

હોસંગજી—કેમ આપણૂં સર્વે કામ પાર ઉતર્યું કે?

મીત્ર—તે કીરતારની મેહેરબાંનીથી સર્વે પાર પડયું છે. આજે આપણુને તેવણનાં ઘર સાંજે ચાર કલાકે જવું છે, કારણકે આજે છાપો પાડવો જોઇયે.

હોસંગજી—ઠીક છે, ત્યારે આજે આપણે સાથે જઇશું, તમો તમારાં ધણીઆણી સાથે અંહી આવજો, અહં કે?

(તેવામાં શીરીન બોલી ઉઠી.)

શીરીન—(બાપના મીત્રને) પણ તેવણ અમારી ઉપર જુલમ તો નહી પાડે કેની!

મીત્ર—સૌ સારૂં થશે. ઇશ્વરનો ઉપકાર માનો કે તમારા લોક ઉપર તે ગરીબ પીરોજબાઈ 'માતા' દાખલ આવે છે.

શાવક—પણ તેવણની ચાલચલણ કેવી છે?

મીત્ર—ઘણીજ સારી છે, આગળ જ્યારે મારો મીત્ર (પેસતનજી) હૈયાત હતો ત્યારે હું તેમની પાસે જતો હતો; તે વખતે તો એ મને બહુ ભલી દેખાતી હતી.

શાવક અને શીરીન—ત્યારે તો ઠીક છે, જ્યારે તમારી ખાતરી છે એટલે બસ. તમો કાંઇ હાથે કરીને અમારા મુરબીજી બાવાને ફસાવનાર નથી; પણ અમારી ઉપર તે જુલમ નહી કરે તે માટે જરા ભલાંમણ કરજો, અંહ કે?

મીત્ર—એ તો સર્વ મારી સ્ત્રીએ તેવણને સમજાવ્યું છે, અને વળી તે સાથે તે ડાહી અને ભણેલી છે, એટલે વધારે કહેવામાં કાંઇ સાર નથી. તે સઘળું સહમજે છે.

(જાય છે.)

"કબુલેલા વખતે હોસંગજી, મીત્ર, તથા તેવણનાં ધણીઆણી મરનાર પેસતનજીની વીધવાને ઘર જાય છે, અને ત્યાં એક બોલાથી રાજી થઇ સાટું કરે છે. સાક્ષી દાખલ

મીત્ર અને તેમનાં ધણીઆણી ઉભાં છે. ઠેઠવેલા વખતમાં કામ પાર પડયું." (સરવે જાય છે.)

હોસંગજી—(મીત્રનાં ધણીઆણીને) બાઈ માફ કરજો, તમોને બહુ તકલીફ પડી છે.

મીત્રનાં ધણીઆણી—અરે! એમાં શું છે, ઈશ્વરનું કામ ઇશ્વરે કીધું તેમાં માફ શાનું માગવાનું. તમો તો મારા ભાઈ જેવા લાગોચ એટલે શું જોઇયે?

(શેકહેંડ સલામ કરી એક બીજાંથી જુદાં પડે છે.)

'શાવક અને શીરીન પોતાના પીતાની રાહ જોતાં ઉભાં છે, તેવામાં બાપ આવી લાગે છે.'

શાવક—કેમ! બાવાજી હમારાં નવાં થનાર માતાજી કેવાં છે? તેવણ ભલાં દેખાય છે કે નહી?

બાપ—મહોડાં ઉપરથી તો સારાં દેખાય છે, પણ અંદરખાણેથી કેવાં છે તેની કોણને ખબર પડે વારૂં?

શીરીન—બાવા, ત્યારે હવે તો તમો તેવણના શીખવ્યા પ્રમાણે હમારી ઉપર જુલમ કરશો, અને હમારી **માતા**એ મરતી વખતે જે તમોને કહયું છે તે ઉપર પાણી ફેરવાનું.

બાપ—શીરીન, તું તો દીવાની બની ગઈ છે શું તમે મને વાહાલાં નથી લાગતાં? જો તમોને હું એક પળ ન જોવું તો ગાંડો બની જાઉં, ત્યારે તમારી ઉપર હું જુલમ કરશ! એવું મારેથી કદીબી બનનાર નથી. જ્યાં સુધી મારી ધાંટીમાં પ્રાણ છે, ત્યાં સુધી તમોને મારી આંખ આગળથી ખસેડનાર નથી, તે તમો ખુબ ધ્યાંનમાં રાખજો. પણ તમોએબી તમારી નવી થનાર '**માતા**' તરફ રહેમ નજર બતાવવી, જેથી તમારાં ઉપર તેનું હેત વધશે, અને તમોને તે વીહીલાં મેળશે નહી.

(એવી વાતો ચાલે છે એટલામાં મીત્ર દાખલ થાય છે.)

મીત્ર—સાહેબજી, કેમ છો ? કેવી ખબર?

હોસંગજી—સૌ સારૂં છે.

મીત્ર—મુરત જોવડાવ્યું છે, અને 'દીન' રોજ નક્કી થયો છે, માટે તે દીવસે તમારે તૈયાર રહેવું.

હોસંગજી—કપડાં અને જણસ શું કરવી પડશે ?

મીત્ર—સરેસતા પ્રમાણે 'ગગરનાં લગન' ને માત્ર ચાર જોડી કપડાંની, અને જણસ તમારી જોગવાઇ પ્રમાણે કરવી. તમો જે કરશો તે સઘળું તમારે ત્યાંજ રહેશે, તેથી તમોને સારૂં લાગે તેમ કરવું; પણ એકદમ લાભાજી લાભ નહી કરવો.

હોસંગજી—ત્યારે તો તમેજ તમારાં ધણીઆણીને કહેજો કે એટલાં કપડાં જેવાં તેવણને પસંદ પડે તેવાં લે અને આંકડો કરી મારી ઉપર મોકલજો, જેથી હું તે ચુકવીશ.

મીત્ર—ઠીક છે, અને હું કપડાં વગેરેની તૈયારી કરૂં છું.

(ઘેર જાય છે.)

"મિત્ર ઘેર જઇ પોતાની સ્ત્રીને કપડાં વીશે સુચવે છે, અને પીરોજબાઇને સાથે લઇને રેશમી કાપડીઆ મી૦ ભેસાનીઆની દુકાને જાય છે, અને પસંદ પડતું કાપડ ખરીદે છે. ચાર જોડી કપડાં ખરીદ કીધાં અને બીલ કરવા કહ્યું. જ્યારે બીલ તૈયાર થયું ત્યારે જોય છે તો રૂ ૮૦૦) થી તે રૂ ૯૦૦) સુધીનું હતું, તે હોસંગજી ઉપર મોકલાવ્યું."

હોસંગજી—(બીલ જોઇ વીચારે છે.) મેં તો ફક્ત મનમાં એવી આશા રાખી હતી કે રૂ ૩૦૦) થી રૂ ૪૦૦) સુધીનું બીલ આવશે, પણ તે તો બેવડું થયું છે,

(એવામાં શીરીન તથા શાવક આવી લાગે છે.

શીરીન—કેમ! બાવાજી, વીચાર શાનો કરો છો તે હમોને કહો.

હોસંગજી—(બીલ દેખડાવીને) આએ રેશમી કાપડીઆ મી૦ ભેસાનીઆની કુંપનીને ત્યાંનું બીલ આવ્યું છે, તે ઉપર હું વીચાર કરૂં છું.

શાવક—બીલ શાનું! આપણે તો કાંઇ કાપડ બાપડ ખરીદ કીધું નથી.

હોસંગજી—હમણાં તમારી નવી થનાર 'માતા' માટે મારા મીત્ર જોડે તેનાં મન પસંદ કાપડ લેવા કહેવડાવ્યું હતું, તે મારા ધારવા કરતાં રકમ ઘણી મોટી થઇ છે, જેનો હું વીચાર કરૂં છું કે એટલા વારમાંજ એ મને ખરચાલુ માલમ પડે છે, ત્યારે આગળ આપણું શું થશે.

શીરીન—બાવાજી, એ તો તમારી પોતાની ભુલ છે, તમો પોતે સાથે કેમ નહી ગયા? જો તમે જતે તો એનું અરધીયું જરૂર થતે, કારણ કે જરા 'તે' શરમાતે, અને વધુ ભારી કાપડ ખરીદ નહી કરતે. માટે હવે જે થયું તે નહી થાય તેમ નથી, વાસતે મુગે મોહડે એના પૈસા ચુકવી દેવો, નહી તો કે ખરાબ લાગશે. બહાર બીલવાલો સીપાઈ કયારનો ખોટી થતો હશે, માટે જલદી કરો.

હોસંગજી—(શાવકને તેડે છે) અહીં આવ શાવક. (શાવક આવે છે) આએ ચાવી લે અને કબતનાં નીચેનાં ખાનાંમાં તીજોરીની ચાવી છે તે લેઇ આવ, આએ બીલના રૂ ૮૯૦ આપવા છે તે આપીએ, કારણકે બીલવાલો સીપાઈ કયારનો ખોટી થાય છે.

(શાવક કબાતની ચાવી લઇ જઈ તેમાંથી
તીજોરીની ચાવી લાવે છે.)

શાવક—લેઓ બાવાજી આએ ચાવી.

હોસંગજી—જા તો 'બા,' ત્રીજોરી ઊઘાડ અને નીચેનાં ફાંડીયાં ઉપર અંદરનાં ખાનાંની ચાવી છે તે લેઈ ખાનું ઊઘાડજે અને તેમાં નોટનું બંડલ છે તે લેજે, અને રોકડા રૂપયા પાસેનાં બીજાં ખાનાંમાં છે તે લેઈ આવ, આપણે એના પૈસા ચુકવી દઈએ.

(શાવક જાય છે.)

શાવક—લેઓ બાવાજી, રોકડા રૂપીઆ તો ફકત ૭૦) છે, અને બાકી પરચુટણ ઘણું છે, તમો જો ફરમાવો તો લાવું.

હોસંગજી—કાંઈ ફકર નહી, એટલાજ બસ છે; (શાવકને અંદરથી નોટ છુટી કરવા ફરમાવે છે, અને શાવક તે પ્રમાણે કરે છે. નોટ છુટી કરયા પછી શાવકને કહે છે) જા તો બા, પેલા બીલવાલા સીપાઈને અંદર બોલાવ.

(શાવક જાય છે.)

શાવક—(સીપાઈને) ઈકરે એ, કાપડચા બીલ તુની આનલા?

સીપાઈ—હોઈ શેઠ.

શાવક—તવા ચલા આંત, તુમચા બીલાચે પૈસે ચુકતે કરૂન ઘે.

સીપાઈ—ચલા શેઠ. (શાવક સીપાઈને અંદર તેડી જાય છે.)

હોસંગજી—(સીપાઈને) તુમચા કેવડા રૂપૈએ નીઘતે?

સીપાઈ—જી શેઠ! આઠશે નૌવદ રૂપૈઆચે બીલ હાય.

હોસંગજી—(નોટ આપે છે) તવાં એ નોટ મોજુન ગ્યા.

સીપાઈ—(ગણે છે) સેંબર સેંબરચી સાત નોટે હાય, આની દહા દહાચી દોન હાય, આનકી સતર રૂપૈયા નગદ હાય, સમદા મીલુન આઠશે નૌંવદ રૂપૈઆ ઝાલા શેઠ.

શાવક—તુમચા રૂપૈએ પહોંચલા?

સીપાઇ—હોઈ સાહેબ.

શાવક - તવા રૂપૈઆ પહોંચલે તેચી સહી કરૂન દીયા.

(સહી કરે છે અને જાય છે.)

સીપાઇ—રામ રામ, શેઠ, રામ રામ. (જાય છે.)

"સેવટે બીલ ચુકયું અને કપડાં લેઇ મિત્રે પોતાને ઘેર લઇ જઇ દરજી પાસે સીવડાવી તૈયાર રાખ્યાં અને 'દોન' રોજે સાંજરે ઠેડવેલા મકાંને ગયાં" (ગગરનાં લગન કરવા માટે.)

શીરીન—બાવાજી, હમોબી તમારી સાથે આવીએ કે?

બાપ—નહી! મારાં પ્યારાં ફરજંદો, એમ કદી બને નહી. આપણામાં એવો રીવાજ છે કે, જ્યારેબી કોઈ પુરૂપ બીજી ઓરત કરે, અથવા તો કોઇ ઓરત બીજો મરદ કરે, ત્યારે પોતાનાં છોકરાંઓને તેમની નજરથી દુર રાખવામાં આવે છે.

(કોઈ સગાંને ત્યાં.)

શીરીન—આપણું તો કોઈ સગું કે વાહાલું નથી, ત્યારે હમે ક્યાં જઇશું?

બાપ—શું કરવા ફીકર કરો છો? આપણાં પડોસનાં જરબાઇ છે, તેવણને ત્યાં આજની રાત રહેજો.

(હોસંગજી જરબાઇને તેડવા મોકલે છે.)

જરબાઇ—કેમજી, શું ફરમાશ છે?

હોસંગજી—આજે મારાં 'ગગરનાં લગન' થવાનાં છે, માટે આજની રાત શાવક અને શીરીનને તમારાં ઘેરમાં રાખજો પછી સહવારે એ લોકને મોકલજો.

જરબાઈ—મોટી ખુશી સાથે. એબી મારાંજ બચ્ચાં જેવાં છે, તેમાં શું છે. પણ કોઇ સારૂં માણુસ શોધ્યું છે કે, આ લોક ઉપર જુલમ પાડે તેવું છે?

હોસંગજી—મને તો લાગે છે કે એ તો ભલી છે.

જરબાઇ—ત્યારે તો ઠીક છે; નહી તો કે રાંડના પેટમાં ટાંટીઆ રખેને હોય! અને આ બીચારાં નીરદોષ બાળક ઉપર જુલમ રખેને ગુજારે! એ તો એ લોકનાં નસીબની વાત, જે કીસમતમાં લખ્યું હશે તેજ બનશે.

(જરબાઈ છોકરાંઓને લઇ પોતાને ત્યાં જાય છે.)

"મીત્ર પોતાની પ્રણીઆણી સાથે કપડાં તથા જણસ એ વતરોગે સરવે જોઇતો સામન લઈ હોસંગજીને ઘરે આવે છે. હોસં-ગજીબી નાહી ધોહીને તેયારજ બેઠા હતા. હેડવેલાં મકાને ધોબીતલાવ ઈડાવાલાની દરમેહેરમાં સરવે જણાં સાથે ગયાં. ત્યાં પીરોજબાઇબી થોડા વખતમાં પોતાની બે સાહેલીઓ સાથે આવી લાગાં. વખત પ્રમાણે ધરમ ક્રીયા થઇ અને સરવે એકમેકને શેકહેંડ કરી છુટાં પડયાં."

હોસંગજી પોતાની નવી પ્રીયા સાથે પોતાને મકાને ગયા.

(સહવાર પડતાં જરબાઇ શાવક અને શીરીનને લઇને આવે છે.)

જરબાઈ—(પીરોજબાઈને) કેમ બેન, બેઠાંચ કે?

પીરોજબાઇ—હાજી.

જરબાઇ—આએ તમારા પ્રીય પતીનાં બાળકો તમારે સ્વાધીન કરૂં છું. એ લોક ઉપર પ્રીત રાખજો અને એમજ

